જયાં છે બાણાસુર ભુપાળ; રાજા રખે એને મારતા, એ છે મોટાનો બાળ. ૫ પરણી કન્યાકોઈ પરણે નહીં,માથેરહેશેઆળ; લોકમાં કહેશે જમાઈ માર્યો, એવી દેશેગાળ. માટેઘાલોકારાગ્રહમાં હાથે ન કીજીએ ઘાત; એકલે દશ લાખ માર્યા તે, મોટી કીધી વાત. ૭ પછી વજન કેરી કોટડીમાં, બેસાર્યો એ તન; સરપે એને વીંટીયારે, કર્યો ફરતો અગન ૮ તે પુંઠે જળની ખાઈચો ખોદી, મેલ્યા બહુ રખવાળ; સરપ કેરા ઝેરથી, પરજળવા લાગ્યો બાળ. ૯ અનીરૂદ્ધને બંધન કરીને,વીંટીયા બહુ સરપ; કામ કુંવરને બાંધીયો, પછી ગાજ્યો તે નૃપ ૧૦

વલણ--નૃપ ગાજ્યો મેઘની પેર, ઉતરાવી ઓખાયરે; અનીરૂદ્ધતે બંધન કરી. બાણાસુર મંદીરમાં લઈ જાયરે ૧૧

કડવું ૬૬ મું.

રાગ રામગ્રી--બાણે બન્યોને બાંધીયાં, નૌતમ નરને નાર; અનિરૂદ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બાણે બન્યોને બાંધીયાં, ૧ ચૌટામાં ચોરજાણાવીયો,ઢાંકયોવ્યભીચાર; ઓખા છાની મંદીર મોકલી, રાખ્યો કુળનો તે ભારબાણે. ૨ લક્ષણવંતોહીંડેલહેકતો,બેહેકતોતેઅવાસ; દૈત્યનું દળતે પુંઠે પળે, ઘેરીહીંડેછે દાસ, બાણે૦ ૩ એક પેચ છુટયો પાઘડી તણો, તે આવ્યો પાઘ પ્રમાણ; ચોરે તે મોરજ મારીયો, તેનાં કરે લોક વખાણ, બાણે૦ ૪ ઓખા ફરીને વરજો પરણસે, તો ભુસે ભવ ભરથાર; તે સ્વામી શું સુખ પામસે લીધું એણે અમૃત સાર. બાણે૦ ૫ કો કહે એમાં દૈવત દીસે ખરૂ,રૂપવંતો

રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે એવી માયા મોહજાળ. બાણે૦ ૬ તેનાંભુલવણી ભ્રકુટી તાણી,ભુલીપડે તેનાર;કુંવારી કન્યાને કામણ કરે, સંતાડોસર્વ કુમાર. બાણે૦૭ સખીપ્રત્યે સખી ઓચરી, દેખી અંગ ઉવેદ; બાંધ્યો જુવે છે આપણા ભાણી, એને છે એવી ટેવ. બાણે૦ ૮ ચાર માસ આશા પ્હોતી ઘણી, લાગ્યો સ્નેહ વિવાદ; માળીયે સુખ પામ્યો ઘણુ, પછી લાગ્યો લોકઅપવાદ. બાણે૦૯ વલણ—લાગ્યો લોક ઉપવાદ પણ, પામ્યો દેવકન્યાયરે; પછીબાણાસુરેઅનિરૂધ્ધનેરાખ્યો, ઓખાના ઘરમાંયરે.

કડવું ૬૭ મું.

રાગ ધવળ ધનાશ્રી-શુકદેવ કહે છે પરિક્ષતને, તમે સાંભળો કહું જોક રાયજી; કૃશણ કુંવરને બાંધી રાએચો, ઓખાના ઘર માંયજી. ૧ નાનાવિધનાં બંધન કીધાં,કાહાડીનશકેસ્વાસજી; એક એકનાં મુખ દેખી દામાણાં, દેખી થાય ઉદાશજી. ૨ બાણામતી બાણાસુરની રાણી, જળેભરેછેચક્ષજી; પુત્રીજમાઈને ભુખયાં જાણી, છાનું મોકલે ભક્ષજી. ૩ કષ્ટ દેખી નાથનુ ઓખા નેણે ભરેછેનીરજી અનીરૂધ્ય આપ બળે કરીને, ઓખાને દેછે ધીરજી. ૪ આદરૂ તો અસુર કુળને, ત્રેવડુ તૃણમાત્રજી; સોભારાખવાસ્વસુરની ને,હુંબંધાયોછુંગાત્રજી. ૫ આગમાં ઉઠુ તો શીઘ્ર છુટું,દળુ દાનવજુથજી;શુંકરૂંજો સ્વસુર પક્ષમાં રાખવું છે સુખજી. ૬ આકાશ અવની એક થાસે, એવોનિપજસે ધંધજી;અગ્નીકેરીજવાળધુંમ્રમાં, અસુરથાસેઅંધજી.

૭ સહાય થાશે શામરામ અબળા, સઘ છુટશે બંધજી; કૃષ્ણ આવી બાણાસુરનાં, છેદશે સઘળાં સ્કંધજી. ૮ મારા સમ જો સુંદરી તમો, આંખુ કરો મુખચંદ્રજી; બંધનપે દુઃખ દેછેઘણુ, તારાં અસુરનાં બુંદજી. ૯ એમ આસનાવાશના કરીને, રાખ્યું ઓખાનું મનજી; ત્યાર પછી ત્યાં શું થયું, તમે સાંભળો રાજનજી. ૧૦ પછીભવાનીનું સ્મરણ કરીને, બાળકલાગ્યોપાયજી; ભગવતી ભવતારણી મારી; આવીકરજે સહાયજી. ૧૧ ચાલ-માતું બ્રહ્માણી તું ઈંદ્રાણી કૃષ્ણા; સ્થાવરજંગમતું સચરાચર, મૃગ ઉપર તૃશણા. ૧ દૈત્યને પાતાળ ચાંપ્યા, રકત બીજ રણ રોળ્યા; શુભ નીશુભ મહીશાસુર મારયા, ચંડ મુંઢ ઢંઢોળ્યા. ૨ ધુમ્રલોચનને હાથે હણીઓ, મધુ કૈટભતેં માર્યા; અનેકરૂપ ધરયાં તેં અંબા, સુરીનર પાર ઉતારયા. ૩ ઓ હીંગળાજહીંગોળી માત, કોઈલાપુર તે કાળી આઘઈશ્વરી તું અંબા; સંખલપુર બહુચર બાળી. ૪ નગર કોટની તું સીંધવાઈ, બગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉંટવાળી માત, બીરાજતી દક્ષીણ માય. ૫ અન્નપુરણા ભૈરવી ત્રિપુરા, રેણુંકા છત્ર સંગી; રાજેસ્વરી ચામુંડા માત, દુખહરાણી માતંગી. ૬ એણી રીતે સ્મરણ કીધુ, તતક્ષણ ભવાની આવી; અનિરૂદ્ધને માયે કહ્યું, બાળક તેં કેમ બોલાવી. ૭ અનિરૂદ્ધ કહે સાંભળો માતા, મારૂ દુઃખ કહ્યું નવ જાય; સરપ કેરા ઝેરથી, મારી ઘણી બળે છે કાય. ૮ ભવની પ્રસન્ન થઈને, ઝેર કરયું સરવે નાશ; પછી અંતરધ્યાન થયાં માતા, બાળકની પોહોચી આશ. ૯ એવા-

માં ત્યાં નારદ આવ્યા, બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રહમાં અનિરૂદ્ધ, વરસે છે જળધાર. ૧૦ નારદ કહે અનિરૂદ્ધને મારૂં સંકટકાપો; રૂડી વહુ તમોપરણ્યામાટે, મુજનેદક્ષણા આપો. ૧૧ તમને દક્ષણાની પડીને, જાય છે માહારા પ્રાણ; શરીરદ્રુજે અતા ઘણુંને, બોલી ન શકે વાણ. ૧૨ શીદ બીહે છે પ્રાકુમી તું, બોલ્ય મુજસંગાથ, બાણસુરની વરયોપુત્રીતે, થઈપૃથ્વી- માં ખ્યાત. ૧૩ ઉદ્દિપાવ્યોવંસવાસુદેવનો, બંધાયે લંછનથુંય; કાલે માધવને મોકલું, દ્વારકામાં જાઉછું હુંય. ૧૪ ઊંટળમાંતે આભ ઘાલ્યો; અંતરમાં શેનફુલે; ઘોડેચડે તે પડે પૃથ્વી, ભણે તે નર ભુલે. ૧૫ વલણ—અંતરશેનફુલ્યોજોદ્ધા, મુકાવશે ભગ- વાનરે; અનિરૂદ્ધની આજ્ઞા લઈ, રૂષિહવા અંતર ધ્યાનરે. ૧૬

કડવું ૧૮ મું.

રાગ બીહાગડો——દયા ન આવે પેલા દઈતપતીને, માહા બ- ળિયા દુરમત્યજી; બાકરી બાંધી દ્વિજવર સાથે, વહેર વધારચું સત્યજી દયા ન આવે ૧ પાતળીયા પંકજમુખ પીઉજીને, નાગપાસના બંધજી; બાંધી લીધો બળે કરીને, કોમળ રૂપે મદનજી. દયા. ૨ જોરે ધરણીધર શ્રીવર, આપદાપામેનાથજી; પુત્ર તમારા ઉપર પ્રહારજ, કરે છે દઈત્યનો નાથજી, દયા૦ ૩ ભાંરોળ કૈળાંદે મેલ્યું, વકરાય બળિયોવીરજી; તોએરણુથી નવ ઓસરીઓ, સાગરનું જેમ નિરજી. દયા૦ ૫ ભેદ કરીને બાં- ધીલીધો, નાગપાસના બંધજી; શ્વાસ ન માયેબહુ અકળાયે; અંગ આકાસમાં સંધજી. દયા૦ ૫ તાપસમાયનહીંસ્વામી-

નો, હું કરૂં દેહનો પાતજી; વાર લાગે લક્ષ્મીવર તમને તો થશે મહા ઉતપાતજી દયા૦ ૬કોમળ મુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદજી; અનિરૂધ્ધ સમરે શામળીયાને, કમળાવરગોવિંદજી. દયા૦ ૭ત્રાહે ત્રાહે રે ત્રીકમજી, સુતની કરજ્યો સહાયજી; વિપત વેળા વારે ચડીને, કરોભકતનીરક્ષાયજી,દયા૦ ૮ ગજ ગ્રહાથી મુક્ત પમાડયો, કીધી હરિચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં, કીધી પ્રલ્હાદની સહાયજી;દયા૦૯ આજ આંખેથી આંસુડાં ચાલે, જોસો મ્હારા પ્રાણજી; સુખ શરીર શાતા નહીં અંગે લાગ્યો દવનિરવાણજી.દયા૦૧૦ મનસા વાચાયે વર વર્યો, અવર તે મિથ્યા જાણજી; રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણજી. દયા૦૧૧તાતકઠોર દયા નહી રૂદીયે, કોમળ મ્હારો કંથજી; મહાર કરીને બાંધી લીધો, શ્રી હરી વેગળે પંથજી દયા૦૧૨કોણ સહોદર આવત અવસર, શોધ કરવાને જાયજી;તાતભ્રાતને જાણનહીં તે,કોણ ઉઠીને ધાયજી. દયા૦૧૩પિતા પિઉજીને વેરીરે દેખે, પરભવે બહુ પેરજી; નાગતણા ફુંફાડા હળાહળ, ફેરવી નાંખે લ્હેરજી. દયા૦ ૧૪ હળાહળે અંગ અગનીરઉઠયો,કંઠેપડીયો સોષજી; પુર્વતણાં કર્મ આવી નડીયાં, કોનેદીજે દોષજી. દયા૦૧૫તાત મારી કાયારે પાડું, વિખ ખાઊં આ વારજી; સ્નેહ ન જાણેરે કોઈ મનનો, સર્વ પીડે ભરથારજી. દયા૦૧૬તાતતણે મનકાંઈ નહીં, મુનેસબળોલાગેસ્નેહજી;છોરૂ પોતાનાંજાણી દયાકીજે, દયાળ ન દીજે છેહજી, દયા૦૧૭બાણાસુર મહા પુરૂષ જ્ઞાતા,

જેથી ચુક ન થાયજી; બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપી હોય અન્યાયજી. દયા૦ ૧૮ વહાલા થઈને વેરજવાળો, શું નથી આવતી લાજજી; નિચ પદારથ નથી કુળ નિચું, કૃષ્ણ કુંવર મહારાજજી. દયા૦ ૧૯ નીચું નાક ન હોયે એથી, નિરર્થક સો સંગ્રામજી; મોટા સાથે વિરોધ ન કરીયે, નહીનીરબળ હળધર શાજી. દયા૦ ૨૦ સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠામજી; વૈર વધારી વીઠ્ઠલ સાથે, કયાંકરસો સંગ્રામજી. દયા૦ ૨૧ સ્વામી મ્હારાને શીર સમરથ, તેને ચઢસે કોપજી; ભદ્ર ઇચ્છેછે તાત પોતાનું, વિશ્નું બીજમાં રોપ્યજી. દયા૦ ૨૨ જુદ્ધ સમે આકાસે રહીને, જુવેછે નારદ દેવજી; ભય માં આણીશ આમોજાશું દ્વારામતી, જુદ્ધ કરશું તતખેવજી. દયા૦ ૨૩ નિર્ભય જાણી વીણાધર ગયા, પરવરિયા આકાશજી; પોહોચી દ્વારકાં ઉતરી હેઠા, ભેટયા શ્રી અવીનાશજી. દયા ન આવે. ૨૪

વલણ—ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂદ્ધને, રાખયો કાળાગ્રહમાં દૈતે મળીરે.

કડવું ૬૯ મું.

રાગ ધનાશ્રી—શુકદેવ કહે છે પરીક્ષતને, બાંધ્યો ને જાદવ જોધજી; હવે દ્વારીકાંની કહુ કથા, જાદવ કરે સોધાસોધજી. ૧ હિંડોળા સહીત કુંવર હરીયો, છોડી ગયું કોઈ દોરીજી; હાહાકાર થયો પુરમધ્યે, અનિરૂદ્ધની થઈ પુર ચોરીજી. ૨ રતિ અતિઆક્રંદ કરે છે, મળ્યું તે વિનતાનું વૃંદજી; રૂકમણી રોહણી દેવકી, સર્વે કરે આક્રંદજી. ૩ જાદવ કહે છે માધવને, શું બેઠા

છો સ્વામીજી;વિચાર કરી વિલંબ ન કીજે,કુળને લાગી ખા-
મીજી.૪ વાસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભુપજી; વિ-
ચારો શકે જળમાં બુડયો, કયાં ગયો કુંવર અનુપજી. ૫ ઉગ્ર-
સેન કહે અચરજ મોટું, કોણે હર્યો હિંડોળોજી;દેવીદૈત્ય રા-
ક્ષસનું કારણ,તે ખપ કરીને ખોળોજી.૬ સાથને જદુનાથ કહે
છે, ભાઈ શાને કરોછો શ્રમજી;ગોત્ર દેવાનું ગમતું થાશે,કુંવર
હરાયાનું કર્મજી.૭ અગિયાર વરસ ગોકુળ સેવ્યું,મામાજીને
ત્રાસેજી;પ્રદ્યુમનને શંખ હરિ ગયો,આવ્યો સોળમે વરશેજી.
૮ તેમ અનિરૂદ્ધ આવશે,સાચવશે કુળદેવીજી;કૃષ્ણે કુટુંબને
રોતું રાખ્યું,આશા દીધી એવીજી. ૯ પાંચ માસ વહી ગયાને,
જાદવ છે મહા દુખીજી;શ્રોણીતપુરમાં કૃષ્ણ સભામાં, આવ્યા
નારદ રૂષિજી.૧૦હરી આદે જાદવ થયા ઉભા,માનમુનીને દી-
ધુંજી; આણંદે આસન આપ્યુંને, ભાવે પુજન કીધુંજી.૧૧
નારદજીની પુજા કરીને, હરીયે કર્યા પ્રણામજી; કહો મુનીવર
કયાંશી પધાર્યા; અમ સરખું કાંઈ કામજી.૧૨ કર જોડીને ના-
રદ કહેછે, સાંભળો જુગજીવનજી; પુત્ર તમારાસર્વેનું મારે,ક-
રવું છે દરશનજી. ૧૩ મારા જોતાં પુત્રસર્વેને, સાથેથી તેડા-
વોજી; એક લાખને એકસઠ હજાર, એંસી આગળ આવો-
જી. ૧૪ સર્વે પુત્ર સામુ જોઈને, પુછેછે નારદ મુન્યજી; આટ-
લામાં નથી દીસતો, પ્રદ્યુમનનો તનજી. ૧૫ ભગવાન કહેછે
નારદજીને, કાંઈ તમે જાણોછોભાળજી;પરમાંથીજતોરહ્યો છે,
પ્રદ્યુમનજીનોબાળજી.૧૬ નારદકહેછેહું શું જાણું, તમો કહોછો

સાગર બેટજી; જેને ઝાઝા દીકરા, તેને તો દૈવની વેઠજી. ૧૭ ત્યારે ભગવાન કહે છે નારદને,પુત્ર વિના કેમ રહેવાશેજી;ત્યારે નારદ કહે છે પ્રશ્નમાં,આવશેએવું કહેવાશેજી. ૧૮ પછી આસન વાળી દીધી તાળી, નાક ચાલ્યું મનજી;વેઢાગણીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી.૧૯ તમારા પુત્રનું એકનારીયે, કરયું છે હરણુજી; ત્યારે હરી કહે દવારીકામાં આવે,તેતો પામે મરણુજી.૨૦નારદ કહે છે તમેસુણોશામળા, સંભળાવું એક વાતજી; મારી એવી પ્રતિજ્ઞા છે, જુંઠુ ન બોલું જાતજી. ૨૧ સરોણીતપુરએકનગ્ર છે,તેમાંબાણાસુરનું રાજજી;પ્રસંગે હું ત્યાં ગયોતો,મારેકાંઈ એક કાજજી.૨૨ રાજાબાણની પુત્રી ઓખા, તેને લ્યું સ્વપ્નજી; અનિરૂદ્ધ સેહેજે વરી ગયો, તેનું વિભળ થયું છે મનજી.૨૩ ચિત્રલેહા ચંચળનારી,વિદ્યાત્રીનો અવતારજી; તે આવી દવારીકામાં પછી, મન કર્યો વીચારજી, ૨૪ કઠણ કામ કરવું છેમારે,એકલાનું નહીં કામજી;મારૂતેણે ધ્યાન ધરીયુ, હું આવ્યો તેણે ઠામજી. ૨૫ મેં તેને તામસી વિદ્યાભણાવી,ત ઊંઘ્યું બધું ગામજી; અનિરૂદ્ધને લેઈગઈને, ઓખાનું થયું કામજી. ૨૬ કેઈપેરે લેઈ જાયે,એમબોલ્યા શ્રી જુગદીશજી; ચક્ર મારૂ ઉંઘે નહીં ને, છેદી નાંખે શીષજી. ૨૭ ચક્રનો વાંક નથી ને,એ નીસર્યું તું ફરવાજી;અમ સરખા સાધુ મળ્યા, તેણે બેસારયું વાતો કરવાજી, ૨૮ ભગવાનકહેછેશાબાશ નારદીયા, એવાં તારાં કામજી; માથા ઉપર ઉભો રહીને, ભલું મરાવ્યું ધામજી.૨૯નારણ કહે તે કૃશ્નને,મેં નથીકરયો

અન્યાયજી;જોયા પછી તમે જાણજો,ઘણીપુટડીછેકન્યાયજી.
૩૦ભલીરે કન્યા ભલીરે વહુ,તમે ભલો કરયો વિચારજી; હવડાં
મારા પુત્રના ત્યાં,શાછે સમાચારજી. ૩૧ મહારાજ જેણે ભો-
ગવી છે,બાણાસુરની બાળજી; દશ લાખ દઈત્યનો એકીવારે,
પુત્રે આણ્યો કાળજી ૩૨ શીવનો વર સાચો કરીને,ગયો અ-
સુરને હાથજી;હમણાં તમારા પુત્રની, ઘણી દુખની છે વાતજી.
૩૩ ઊંધે મુસ્તક બાંધીયો,ને તળે લગાડયો અગનીજી;લીલા
વાંસનો માર પડે જેમ, ભાગ્ય હસે તો જીવશે તનજી. ૩૪વાત
સાભળી વધામણીની,વગડાવ્યાં નીશાનજી;શામળા તતબર
થાવો હવે, જીતવો છે બાણજી. ૩૬ તે માટે તમને કહુ,વિઠ-
લજી વેહેલા થાઓજી;જો પુત્રનો ખપ કરો તો શોણીતપુરમાં
જાઓજી. ૩૬

કડવું ૭૦ મું.

રાગ સારંગ-કમળા તો કલ્પાંત કરે છે, હંડે તે ઉઠી જવા-
ળા જો; મારો કુંવર કારાગ્રહમાં બાંધીયોરે.મારાનેપાઘડીબાં-
ધતાં ન આવડેરે;મારોઅનીરૂદ્ધ નાનેરૂ બાળજો. મારોકુંવર.
ટેક. ૧રૂક્ષમણીયે કૃશ્ન તેડાવીયારે,તમે સાંભળોદીનાનાથજો;
મારો બાળક અસુર ઘેર બાંધીયોરે, તેતો કહી નારદજીએ વા-
તજો. મારો. ૨ મારો અનિરૂદ્ધ બોલી નથી જાણતોરે,તે તો શું
જાણે જુદ્ધ કેરીવાત જો;હીંડતાંચાલતાં અખડાઈપડેરે,અનિ-
રૂદ્ધ નાનેરૂ બાળજો,મારો, ૩ મારાનેનીશાળે ભણવાનથીમો-
કલ્યોરે, નથી સહયો અધ્યારૂનો મારજો; પ્રભુએ અમને પુરૂષ

ન સરજાડયાંરે, સૌ પેહેલાં વઢવા જાતજો. મારો. ૪ ત્યારે શ્રી કૃષ્ણે ગરૂડ તેડાવીયોરે, તે તો આવીયો તતકાળ જો; ભગવાન કુહે છે ગરૂડનેરે, તમો કેટલો સેહેશો ભારજો, મારો ૫ તમોછ-પન કોટી જાદવ જેટલારે, તે તો સર્વે થાઓ અસ્વારજો; તમે સાંભળો કૃશ્ણકોડામણારે, મારા અંગતણા રખવાળ જો, મારો. ૬ મુજ ઉપર ચડે બધી દ્વારીકારે, તોએ મુજને ન આવે આંચજો; છાશી જોજનનીમારીપંખનારે, ત્રણજોજનનીમારી ચાંચજો. મારા, ૭પછી ગરૂડે ચડીને ગોવીંદ પરવરયારે, ત્યારે ગડગડીયાં નીશાન જો; પંખના વાગીજયારે ગરૂડનીરે; ત્યારે નાશી ગયા સર્વે સરપજો. મારો, ૮ મારો કુંવર કારાગ્રહથીછુ-ટીયો, જયારે ત્યાં આવ્યા સારંગપાણ જો શ્રી કૃષ્ણ વાડીમાં ઉતરયા, તેનાં કોણ કરે છે વખાણ, મારો, ૯

વલણ,--કૃશ્ન વાડીમાં ઉતરયા, માગ્યું રાયનું વનરે; ગરૂડને આપો આજ્ઞા; મુકાવી લાવે તનરે, ૧૦

કડવું ૭૧ મું.

રાગ ઢાળ—ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અષોશ; તેમાં તણે ચાંચ બોળી; પાણી લીધું શોષ, ૧ ત્યાંથી આઘેરો પરવરયો, જયાં ખોતરણા અંગાર; પાણી પેલું પીધું હતુ તે, વાવરયું તે ઠાર; ૨ ત્યાંથી આઘેરા પરવરયો, જયાં ભુતનેપરેત; પાંખે મારી પાડીયાં, કીધાં સરવે અચેત, ૩ ત્યાંથી આઘેરો ચાલીઓ, કુંવરને કોટેનાગ; નાહાનાને આખા ગળ્યા, મોટાના કરયા બે ભાગ, ૪ ભલું થજો ભગવાન તમારૂ, પુરણ પામ્યો

અહાર; કુંવરને મુકાવી લાવ્યો, જ્યાં છે જુગત આધાર. ૫ ઓદ્ધવને અકરૂડ બે હસીઆ, ભલા ક્રશણના તન; તમેરે આવ્યા પરણવાને, અમને ન લાવ્યા જાને, ૬

કડવું ૭૨ મું.

રાગ ઢાળ—આણી વાતે કુંવર મારા, શરમાણા નવ થઈએ મારી વાતો તુજને કહું; તું રાખ્ય તાહારે હઈયે. ૧ કુબજા પેલી રાંટી ટુંટી, કંસરાયનીદાસમારા મનમાંતેગમી, બેસારીરાખી અવાસ. ૨ નરકાસુર મારીને, સોળહઆરલાવ્યોઘરણી; તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી. ૩ તારી માને જઈને લાવ્યો, બાંધવને બંધાવી જાંબુવંતી રીંછડી તેનેમાનીતીકહી બોલાવી. ૪ તું તો મારો દીકરો, ધનતારીમાનું પેટ; બીજાસર્વે દીકરા તે, દૈવ કેરી વેઠ. ૫ આપણા કુળમાં ચાલ્યુ આવ્યું, શરમાણા નવ થઈએ; રૂડી નારી દેખીએ તો, હરણ કરી લેઈ જઈએ, ૬ ઓધવને અકરૂડ બે હશીયા, ખડખડ મેલ્યાદાંત રૂડી શીખામણ છોકરાને, ઘોછો સુંદર શ્યામ. ૭ જો આવીશીખામણ અમારાં છોકરાંને દેશો તો, મુકવું પડશે દ્વારીકાંગામરે ૮

કડવું ૭૩ મું.

રાગ જેજેવંતી-શ્રી કૃષ્ણે જાદવ મોકલ્યો, તે સરોણીતપુરમાં જાય; જઈને કહેજો બાણાસુરને, પરણાવો કન્યાય. શ્રીકૃષ્ણે. ૧ હોંશ હોય તો જુદ્ધને આવો, તેમાં નથી અમારે નાય; જાદવ ત્યાંથીસંચરયો, આવ્યોઅસુરસભાનીમાંય શ્રી, ૨ સાંભળને રાજા વીનતી, આવ્યા છે વૈકુંઠનાથ; દીકરી પરણાવી અસુરે

લાગો; નહીં તો જુંદ્ધ કરો અમ સાથ, શ્રી ૩ બાણાસુરનેમા-
હા દુઃખ લાગ્યું, નેત્રે વરસે અગન; નીચ જાદવને જોઈએ મા,
રી, કુળવંતી એ તન. શ્રી, ૪ ચાલ--એ ભરવાડો એ પીંડારો,
ગોકુળમાં ચારી ગાય; મારયા વિનામુકું નહીં; જેથનારહોય
તે થાય, ૫ સેન્યા લેઈને રાજા ચાલ્યો, જોદ્ધાનો નહીંપાર; હ-
સ્તી ઘોડાને સુખપાલો, બાંધ્યાં બહુ હથિયાર. ૬ ખડગખાંડા
ને તુંબરઝોર, ગોળી હાથને નાળ; ત્રિસુળ સાંગ નેમુદગરફર
સી, તોમરને ભીડી માળ, ૭ લાલ લોહમય ઝળકે ઝેરી, હાથ
ધરી તરવાર; જોદ્ધા જોર કરતા આવ્યા, ને કરતા મારો માર,
૮ કો જોજન કો બે જોજન ઉંચા, કોને સમ ખાવા નહી શીષ;
વિકરાળ દંત મોટા દેખાડીને, વળી પાડે ચીસ. ૯ ભુમરાણુ
કરતા આવી પડીયા, જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી
લીધા, પડેબાણાસુરનાઘાય. ૧૦ પરીઘત્રીશુળાનેપડે કોવાડા,
મુદગરને વળી ફરસી; સંગ્રામ સહુ સેન્યા કરે, આયુદ્ધ ધારા
રહી વરસી. ૧૧ જુજા દીશ જાદવ હલકારયા, કર ધનુશ્ય બા-
ણ ને તીર; તુટે કુંભસ્થળ ફુટે દંતુશળ, ચાલેનીર રૂધીર ૧૨
બહુ ભડ ત્યાં પડયા લાગ્યા, ભુંગળને ભડાકે; વાંકડી તરવારયો
મારે, ખડગને ઝડાકે. ૧૩ તુટે પાખરને પડે બખ્તર, ડીધો ક-
ચર ઘાણ; સર્વે જોદ્ધાને મારી કરીને, પાચા વળ્યા ભગવાન.
૧૪ વલણ--પુરણ પુરૂષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો
નાશરે; સેન્યામાં આવી કરીને, શુંખનો કરયો નાદરે. ૧૫

કડવું ૭૪ મું.

રાગ મારૂ-શંખશબ્દ તેવિ કારણ, રીપુ દૈત્યનું વિદારણ; કૃષ્ન આવ્યા તે જાણજ થયું, બાણે પ્રાક્રમતે કયાંગયું. ૧ અનિરૂધ્ધ કહે સુણ સુંદરી; શંખ જાણુયો આવ્યા હરી; છુટયા બંધતે આજ થકી, એ ગાજે હળધર સાત્વીક. ૨ બોલે પ્રદ્યુમનમાટે સ્વરે, બાણ પાણ છેદાશે ખરે; ગોવિંદની ગત્ય ન જાએકળી, જાદવ સેન્યા આવી મળી. ૩ જાદવસેન્યાયેચાંપ્યો દેશ, મંત્રી કહે ઉઠો નરેશ, અનુચર આવ્યો તે લાવ્યો વાત, કહેદવારદિશે ઉતપાત. ૪ મંત્રીને કરી નેત્રની સંજ્ઞા, સેન્યાને આપો આજ્ઞા દુંદભી નાનાવીધ ગડગડે, આયુદ્ધ કરીને યુધ્યે ચઢે. ૫ ત્યાંરૂપૈ આ કહાડયા લખી, સેન્યા સજી ટોપ જીવ રાખી; પાટસ્વધર બખ્તર પાળ, ડચકારે ઘોડા દે ફાળ, ૬ મોરડેમણીપુમતાંલટકે, પોતાના પડછાયા દેખી ભડકે; વાંદરે વાદે નાચંતા, ઘુંટેઘોડાને પાણીપંથા. ૭ કાળાકાબરાનેકલંકી, કુમેદલીલા તે પચરંગી હાંસાળો હયહાણીઆ જેહ, કાળા કછી કાબરા તેહ. ૮ પીળા પાખર પોપટ સ્વેત વાયુ વેગી માંકડીઆ કેત; રથમાળાઅસવાર અનંત, દીર્ગઘસેપુખકરડે દંત, ૯ પુરની પોળે સેન્યા ન માય હણો જાદવ કહેવા જાય ટોળાં ઉપરટોળાંઆવે; પગને પ્રહારે ધરતી ધ્રુજાવે. ૧૦ રીસે અંતરમાં ઘરહડે, રણે રાય બાણાસુર ચઢે; ઝટકાર કરે બાણાસુર મલ્લ, પૃથ્વી થઈજ્યારે ઉથલ, ૧૧ ગર્જના કીધી સુખર્શી ભુપાળ, ખળભળ્યાં ત્યારે સાત પાતાળ; બ્રહ્મલોક સુધી પોહોંત્યો નાદ, બાણે કૃષ્નને દી-

ઘો સાદ. ૧૨ ગરૂડ આસન આવ્યો ખેપકરી, નહીં જાવાદઉ કુશળો ફરી; ઉનમદ જાદવ ઉછાંછળા, તમો પામો સકળસં-સાર, ૧૩ કુંવારી કન્યા કપટે કરયો. બોલાવે શ્રાપ પાધરો; કુડુ કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યોઉપરે, ૧૪ ત્યારે હશીને બોલ્યા ભગવાન, અમો લેઈઆવ્યાછુ જાન;જોવિધા તાયે કીધો સબંધ, વર કન્યાના છોડો બંધ. ૧૫ ત્યારેબાણા-સુર બોલ્યો તતકાળ, સબંધશાનોરે ગોવાળ;રએવીઆપીશ પેહેરામણી, સૌને મોકલીશ જમપુરી ભાણી, ૧૬ બાણાસુર જયારે બોલ્યો વ્યંગ, ત્યારે કૃષ્ણે કીધુ સારંગ; કડાઝુડ બે કટક થયાં, ઉઘાડાં આયુદ્ધ કરમાંગ્રહ્યાં ૧૭ ખાંડાં ફરશીને તરવાર, કો કહાડે માથેથી બાર; ત્રિશુળ તોમર ગદા મુથળ, ગાજે રામે ધરી મુશળ. ૧૮ છપન્ન કરોડ જાદવ ગડગડે દાનવ ઊપરતુટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણાસુરાદેખી અકળાય. ૧૯

કડવું ૭૫ મું.

રાગ ઝુલણા છંદનો-અલ્યા જા પરો જા પરો નાદાન છો-કરા, વઢવાને તુ મારો પાસ આવ્યો; અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો મારી સાથે નહિ જાય ફાવ્યો ૧ અલ્યા ગોકુળ માંહિ તું ગાવડી ચારતો, પરનારી કેરાં તું ચીર હરતો; હાથમાં લાકડી ખાંધે હતીકામળી, મધુવન વિષેતું રેફરતો. અલ્યા. ૨ સાંચ્ય શ્રી સુર્યનાણી તેજ ત્રિશુળ તણું, માહરા હાથમાં તેહ ચમકે, મારે ક્રોધે કરી ડોલે છે દેવતા, બધી ધરણી ધુજે અને શેષ શળકે અલ્યા. ૩

કડવું ૭૬ મું.

રાગ ઢાળ—એવી વાણી સાંભળતામાં, કોપ્યા દીનદયાળ; બાણાસુરના હાથ છેદ્યા, સ્વામી શ્રી ગોપાળ.૧ કોપ કરી કરપાત્ર મેહેલ્યું, વળતું તેણીવાર; બે હાથ રહ્યા છે બાણાસુરને, તેનો કહું વિસ્તાર.૨ રૂધીર વહે છે બાણાસુરને, મન થયો નિરાશ, મહાદેવજીએ હાથ આપ્યા, માટે ગયો કૈલાશ. ૨ નારદ ચાલી આવીયા; જ્યાં બાણાસુરની માય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય. ૩

કડવું ૭૭ મું.

રાગ ગુજરી—શુકદેવ કહે છે વાત, વેવાણ આવીયાંરે, જેની જોવા સરખી જાત, વેવાણ આવીયાંરે, ૧ માંથે કેસ વાંસની જાળ,વેવાણ૦;જેનું નેત્ર સરોવરપાર, વેવાણ૦. ૨ જેના સુપડા જેવાકાન, વેવાણ૦;જેનું મસ્તકગીરી સમાન,વેવાણ૦.૩એની આંખ અંધારો કુપ, વેવાણ૦; જેનું મુખ દીસે છે કદરૂપ, વેવાણ૦.૪ હળદાંડી જેવા દંત.વેવાણ૦;દીઠે જાએએનો અંત,વેવાણ૦.૫ એનાંસ્તન ડુગરશાં ડોઝાં, વેવાણ૦;કાનેઘાલ્યાં હાથીનાંહોઝાં,વેવાણ૦, ૬કોટે ખજુરાનાંતનમનીયાં,વેવાણ૦ કાને ઉંટના ઓગનીયાં વેવાણ૦, ૭ પાસે રીંછ કલ્લાં વિક્રાળ, વેવાણ૦;કેહેડેપાડાની ઘુઘરમાળ. વેવાણ૦.૮વાંકડાસર્પએના હાથે વેવાણ૦; બળતી સઘડી મુકી માંથે, વેવાણ૦. ૯ કોટરા આવીજ્યાંમોરાર, વેવાણ૦;કુંવરેસાસુ ખોળી સાર, વેવાણ૦ ૧૦જેની પીઠડુગરશાંડોજાં, વેવાણ૦; એનામુસ્તકમાંફરેરોઝાં, વેવાણ.૧૧ મુખ બોલેવચનવીકરાળ, વેવાણ૦;દેખીપડે

જાદવનેફાળ, વેવાણ૦. ૧૨ કોટરાઆવીજ્યાંમોરાર,વેવાણ૦ કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ૦. ૧૩ ચાલ—કોટરા કહે છે કરગરી, એના બાપને ચાંપ્યો પાતાળ; જાણુશે તો ઘણું થયું. એછે તમારો બાળ. ૧૪ કરૂણાસાગર કૃપાનિધી, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો, એછે તમારો રાંક. ૧૫ ચક્ર ચતરૂતુભુજે પાછુ તેડયુ,કરૂણા કરી જગનાથ;નવશે છન્નુ કર છેદી નાંખ્યા, રાખીયા ચાર હાથ,૧૬ રૂધીરભર્યો આંસુગળતે આવીયો શીવની પાસ; એમ કહીને પાયે લાગ્યો, સાંભળો પતી કૈલાશ. ૧૭ એક મારી વિનતી, તમો સાંભળોજગદીશ સાંભળી કોપે ભરાયા, પોતે ઉમીયા ઈશ. વલણ—-મનમાં રીશ ચઢી ઘણી, તમો સાંભળો રાજકુમારરે; સદાશીવ યુધ્ધે ચઢયો, તેણે ધ્રુજી ધરા અપારરે.

કડવું ૭૮ મું.

રાગ સારંગ---એ ભરવાડો એપીંડારો, ગોકુળમાંચારી ગાય માહારા આપ્યા હાથને, તે છેદીને કયાંજાય, ૧ બડબડતાગ ણેશ ચાલ્યા, ઊંદરડે અસવાર; ઉંદર ઉપર સ્વામી કારતીક, ચાલ્યાશંકરનાકુમાર, ૨ સીંહઉપર વીરભદ્ર ચાલ્યા, વૃષભઉપર શીવરાય; સેન્યા બહુ ભેળી કરી, કહું તેહ તણો મહીમાય ૩ ડાકણ સાકણ ભુતપ્રેત,પીશાચ વંતર ગાત્ર;દડુકદડુક ચાલે ભુતડાં, જેના હાંલ્લાં સરખાં માથાં, ૪ હરી જઈ કૃતવરમાને કહે છે, જાદવને સમજાવો; અસુરનું ઉપરાણું કરો, જોગીડાવઢવા આવ્યો, ૫ શંકર મુખથી બોલ્યા આવી, લાગી મનમાં

જ્વાળ; સનમુખ આવી ઉભા રહી; માં હે માં હે ભાં ડે ગાળ. ૬ હે કાળા અર્જુનના સાળા, ભરયા ઉચાળા જેહ; મધ્ય રાતે મથુરાંથી નાઠો, ગયો વીસરી તેહ. ૭ મારી માશી પુતના ને, દહીનાં લીધાં દાણ; મુસાળનુ છેદન કરીને થઈ બેઠો રાજન,૮ તું આહીરડામાં અવતર્યો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા સારંગપાણી. ૯ મડે મસાણે ફરતો હિંડે, રાખ ચોળે અંગ; આક ભાંગ્ય ધંતુરો ચાવે નઃટ તારા ઢંગ, ૧૦ ડાકણ સાકણ ભુત પ્રેત જે, નીચસાંગરોજોડો બળદ ઉપર ભાર મુકયો, તાહારા ઘરમાં નમળેઘોડો ૧૧ રાત દહાડો બાવો થઈ ફરતો, તાહારા ઘરમાં રોતી નારી; ત્યારે કૃષ્નપ્રત્યે કોપ કરીને બોલ્યા છે ત્રીપુરારી, ૧૨ અલ્યા છોકરી ઓમાં ઝાશ પીતો, મદદ મટી થતો મ્હેરી; જગતમાં એવું કહેવાયું જે, કાનડે કાંચળિ પેરી. ૧૩ પરનારીશુ ક્રીડા કરતો, કેહેવાયો વ્યભિચારી; ત્યારે શંકરપ્રત્યે કોપ કરીને, બોલ્યાદેવ મોરારી. ૧૪ ભગવાન કહે હું વ્યભીચારી, મુનેબધી વિસ્વેજો યો; તું એવો સાધુ હતો, ત્યારે ભીલડી શું મોહયો. ૧૫ વચન એવું સાંભળીને, કોપીયાશીવરાય; કડાક લઈ ને ત્રીસુળમાર્યું થનાર હોય તે થાય. ૧૬ ત્યારે શ્રીકૃષ્ણે મુકયું સુદરશન, આવ્યા ચપટ ઘાય; માંહો માંહે યુધ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય. ૧૭ ગણપતીને કુંવર પ્રદ્યુમન, વઢતા બન્યો કુમાંર; વસુમાન ને બટુક ભૈરવ, કરતા મારા માર, ૧૮ વિરભદ્ર બળરામ સામા, યુધ્ધ કરે માંહો માંહે; શીવને શામળિયો વઢે, ત્યાં જોવા સર-

ખું થાયે. ૧૯કાળભૈરવકપાળભૈરવ, તૈક્ષણ ભૈરવ સાર; સંહર ભૈરવ કરોધે ભૈરવ, દંભભૈરવનો માર. ૨૦ ઉગ્રસેનનેવીરસેનબે, બળીયા જોધ્ધા કેહેવાય; આપ આપણા ભીરૂ લઈને, યુધ્ધકરે રણમાંય. ૨૧ભુતપ્રેતપીચાસવંતર, ડાકેણ વળગેચુસે; અવળા પગ જેને ચુડેલ કહીએ, રૂધીર સનું ચુશે. ૨૨ ક્રશ્નકેરા મારના ભાલા વાગે ભચ; તરવારયોની ધારાયે, કોનાં નાકવાઢયાકચ. ૨૩ કોઈને અધસાતા કીધા, હાથ તાણી લપડાકે; કોઈનેમાથા પાટુપાની, ભોંગળને ભડાકે. ૨૪ જાદવ કેરા મારથી, બહુ ઓ-ળીયે ઘાલ્યા જાય; કોને રણમાં રોળીયા, તેનેથરથર ધુજે કાય. ૨૫ પરીઘ ત્રીસુળ તુંબર ફરશી, હસ્તનાળ છુટે સરરાટ; ગડ-ગડતા ગોળા પડે, થાય બહુ ખડખડાટ. ૨૬ હસ્તીચર્મને માં-સની, બે પાળ બંધન થઈ; સાગરસુ સંગમ મળ્યો, એમ શ્રો ણીતપુરની સરીતા વહી. ૨૭ પાંડુ રોગ ને હૈયાહોડી, ભગંદર કેરી જાત; હરષ નારૂને પાઠુ કહીએ, કરાણતુલ્યસનેપાત. ૨૮ રોમ તણો માર બહુ દેખી, જાદવ નાશી જાય; રોગના વરસા-દથી કોને, ઉભુ નવ રેહેવાય. ૨૯ રોગના વરસાદથી, ચઢી હરીને રીસ; નાવની ટોળીબાંધીને, છેદવામાંડયાં શીષ, ૩૦તા વ વાણી બોલીયા, રેહેવા નો આપો ઠામ, તમે મુજને પેદા ક-રીને; કયાં મારો ભગવાન. ૩૧ પાપી તમે મૃત્યુલોકના, મા-નવીના લ્યો પ્રાણ; તાવ કહે એ કથા સાંભળો, હરીહર કેરૂં જ્ઞાન ૩૨ મહારાજ ત્યાં અમે નહી જઈએ, સાંભળો અશરણ શરણ; ચતુર માસમાં સાંભળે, જે કોઈ આ ઓખાહરણ. ૩૩

તેના સ્વપ્નાંતરમાં જોશો તો, છેદી નાંખીશ શીષ; તાવની વાણી સાંભળીને, બાલ્યા શ્રી જુગદીશ. ૩૪ ઓખાહરણ જે સાંભળે, મન ભાવ કરીને જેહ; તેને પીડે તો મારીનાંખુએમાં નહીં સં દેહ. ૩૫ તાવ કહે એકવારસાંભળેતેવરસમાંનજાવું બે વાર જે સાંભળે; તેને દીઠેથી નાશી જાઉ. ૩૬ ત્રણવાર જે સાંભળે, અમારૂ તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું તમો સાંભળો ભગવાન, ૩૭ ઓખાહરણ જે સાંભળે, તેનુ લેઈએ નામ; કોલ લઈને સંચરયો, ગયો કૈલાશ ધામ. શુ કદેવ કહે પરીક્ષતને, તમે સાંભળો કહું રાય; વળતી ભાથા ભીડીયા કૈલાશ કેરે રાય. ૩૯ શાસ્ત્ર એવાં કહાડીયાં તેનો કોઈ ન પામે પાર; ઈશને જુગદીશ વઢતાં કોઈ ન પામે હાર. ૪૦ વજરાસ્ત્ર ત્યાં મોલીયું. પોતે શ્રી ત્રીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહી દેવ મોરાર ૪૧ નાગાસ્ત્ર ત્યાંમેલીયું સામા રહી ઉમીયા ઈશ, ગરૂડાસ્ત્ર ત્યાં, મેલીયું પોતે શ્રી જુગદીશ. ૪૨ પર્વતાસ્ત્ર ત્યાં મેલીયું. સામા રહી શીવરાય; ત્યારે વાવાસ્ત્ર ત્યાં મેલીયું તેનું જોર કહ્યું નવ જાય, ૪૪ સુરદશાન ત્યાં કહાડીયુ; કરોધ કરી જુગદીશ; ત્યારે ત્રીશુળ તે લઈ રહ્યા, પોતે ઉમીયા ઈશ ૪૪ એકે પોઠીયોને એકે લીધો ગરૂડ; ત્રીશુળને શુદરશન વળગ્યાં, તે આવ્યાં કડાઝુડ, ૪૫ તેમાંથી અગ્નિ વરસે તે, બ્રહ્માંડ પ્રલે થાય; શેષનાગ શળકવા લાગ્યો, ભારન ખમે ધરાય, ૪૬ બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને તમે સાંભળો મહાશ નાથ; શીવને શામળીયો વઢે, નારદે કીધો ઉતપાતે ૪૭

રાડ જઈને ચૂકવો, તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્મા જી આવ્યા, વિચારીને જ્ઞાન. ૪૮

કડવું ૭૯ મું.

રાગ ધનાશ્રી—આ બેમાં કોને નંદુને, સાંભળો શીવ રણછોડજી; વિરોધને વેગળોમુકીને, પુરો જગતનાકોડજી, ૧ શંકર કહેછે કૃષ્ણજીને, તમો કયારે આવ્યા ભગવાનજી; હરીહર બેકોટે વળગ્યા; દીધું ઝાઝું માનજી ૨ શીવે કૃશણને તાળી મારી, બોલ્યાનો વિવેકજી; વઢનારા તો કોઈક હશેપણ, આપણાએકના એકજી.. ૩ કૃશણે ચક્રને પાછુ લીધું, શીવ લીધું ત્રીશુળજીબ્રહ્માયે આવી સમાધાન કીધું, થયું પૃથ્વીમાં શુલજી ૪ શીવે લઈને પાસે તેડયો શોણીતપુરનો નાથજી; અલ્યા તુજને ભુજ આલ્યા માટે, વઢવા આવ્યો મુજસાથજી, ૫ વળી હોંશાહોય તો યુદ્ધ કરો, શામળીયાનો સાથજી; મદ મત્સર અહંકારથી મેં, ખોયા હજારહાથજી. ૬ બાણાસુરકહેહવે વઢુતો, છેદેમારૂ શીષજી;બાણ વળતી ચલણે ચાલ્યો સાંભળો ઉમીયા ઈશજી.

વલણ—મેં ખોયા હાથ હજારને, હવે શીશ છેદાવું રે; જેમ તેમ કરીને જાન તેડાવો પછી કન્યાને પરણાવું રે. ૮

કડવું ૮૦ મું.

રાગ સોહીણી—હરીહર બ્રહ્મા ત્રણે મળ્યા, દુ:ખ ભાગીયાં રે; ત્યારે દાનવનું શું જોર, મળ્યા મન માનીયાંરે. ૧ બ્રહ્મા વિશણું ત્રણ એક છે, દુ:ખ ભાગીયાં રે; તેમાં તે શી વઢવાડ,મળ્યા. ૨ શિવે બાણ નમાવિયો, દુ:ખ. શરીરે કૃષ્ણે ફેરવ્યો હાથ, મળ્યા૦ ૩ કાપ્યા કરની પીડા મટી, દુ:ખ૦ જયારે પ્રસન થયા

જદુનાથ, મળ્યા. ૪ હવે ગરૂડને દ્વારકાં મોકલ્યા, દુ:ખ; તેડાવો સઘળો પરીવાર, મળ્યા૦ ૫ શોળ સહસ્ત્ર એકસો આઠ પટરાણીયો , દૂ:ખ૦ તેડાવો પરીવાર મલ્યા૦ ૬ ગરૂડ પ્હોત્યો દ્વારકાં, દૂ:ખ૦ તેડાવે જાદવનાર, મલ્યા૦ તેડી છપન્ન કોટીની, દૂ;ખ તમો તેડો સૈ પરિવાર, મલ્યા૦ ૮ તે ગરૂડ ઉંપર સૌએ ચઢયાં, દૂ:ખ૦ ત્યારે ગરૂડની પાંખ ભરાય; મલ્યા૦ ૯ તેડી શોણીતપુરમાં આવીયાં દૂ:ખ૦ આવી જાદવની સર્વે નાર મલ્યા૦ ૧૦ જાની વાસ આપ્યા મન માનીયાં, દૂખ; તેમાં ઉતર્યા છપન્ન કરોડ; મલ્યા.

કડવું ૮૧ મું.

રાગ ધોળ--પારવતીનેપિયરનાં નોતરડાં રે;બેસવાતોરૂડાંલાવજો પાથરણાં રે; તેડાવોને ઊદીયાચળ અટાચળને, તેડાવોવિધ્યાચળ પીનાચળરે; વરરાયને નાવણ વેળા થાયરે, વરરાયને પીઠી ત્યાં ચોળાયરે.

કડવું ૮૨ મું.

રાગ ગુજરી-કૃશ્ન કેરી ઘરૂણી નીદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો રૂક્ષમાણી જાગવુંરે બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તે સંચરો રેવંતી જાગવુંરે વાસુદેવ કેરી ઘરૂણી નીદ્રા નવ પોઢશોરે, અનિરૂધ્ધને ત લઈ સંચરો; રૂતુમતી જાગવુ ંરે મહાદેવ કેરી ઘરૂણીનીંદ્રાનવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈસંચરોગ રવતી જાગવું રે ગણુપતી કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈ નેતે લઈ

સંચરો; સુધ બુધ જાગવું રે બાણાસુર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ સંચરો; બાણુમતી જાગવું રે કોભાંડ કેરી ઘરૂણી નિંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઇ સંચરો; રૂપમસ્તુ જાગવુંરે;

કડવું ૮૩ મું.

રાગ ધોળ—હલ્લાહલ્લ હાથણી શણગારીરે, હસ્તીફરતીસોનાની અંબાડીરે; તેના ઉપર બેસે વરજીની માડીરે, સોનેરી કોર કસુંબલ સાડીરે. માથેમોડભમરીયાળોઝળકેરે, ઉશણોદકે વરનેકરાવ્યુંસ્નાનરે; નાના વીધનાં વસ્રપેહેરાવ્યાંપરીધાનરે, કનકબેરખાપુંચીઓબાજુબંધરે, અનોપમઉપન્યોઆનંદરે મુગટ માણીમય ધર્યો અનિરૂદ્ધ શીશરે, લળકે ઝબકેઉદયજ જેવા દીસેરે કસ્તુરીનું તીલક કર્યું છેભાલરે વળતી તેનેટપકું કર્યું છે ગોરે ગાલ્લરે. હરી હળધરનો જશ બોલે બધા જનરેજા દવ સહિત શોહે છે જુગજીવનરે સાત પાંચ સોપારી શ્રીફળ અપાયરે, વરજીને તો ઘોડીની વેળા થાયરે.

કડવું ૮૪ મું.

રાગ દેશી ઘોડલીનો—અનીહાંરે અનિરૂદ્ધની ઘોડલી. ટેક. અંત્રીક્ષથી ઘોડી ઉતરીરે, પુજ્યે કુમકુમ ફુલ્લ; ચંચળ ચરણે ચાલતીરે, એનું કોઈ ન કરી શકે મુલ. અનિરૂદ્ધજીનો ઘોડલી. ૧ મોરડે મોતી જડયારે હિરા જડિત પલ્લાણ રત્ન જડીત જેના પેંગડાંરે, તેના વેદકરેછે વખાણઅનિરૂદ્ધ૦ ૨ અંગજેનું અવ નવું, ઝળકે તેઝાકઝમાળ; ઝબુકે જેમ વીજળીરે, તેને કંઠેછે

ઘુઘુરમાળ. અનીરૂદ્ધ૦ ૩ દેવદાનવમાનવીરે, જોઈહરખ્યાતે સુંદીર સ્યામ; થનક થનક ચાલતીરે, એનું પંચકલ્યાણીછે નામ. અની૦ ૪ રૂપવંતી ઘોડીઉપરરે, અનીરૂદ્ધ થયાઅસ્વાર પાનનાં આપ્યાં બીડલાં રે, ઉપર શ્રીફળફોફળસાર. અનીરૂ૦ ૫ હિંડે હળવે હાથીઓરે, ઉલટ અંગ ન માય; સુરીનર મુન જન જાણે વારણેરે, આથળ ઈન્દ્ર રહ્યાછડીદાર. અનિ૦ ૬ સનકાદીક શિર છત્ર ધરેરે, નારદ વેણા વાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડેરે, આગળ વેદ ભણે બ્રહ્માય. અની૦ ૭ વાજાં બત્રીસ વાજતાંરે, નગર એને પરદેશ; લોક સર્વેજોવામળીયું, શોણીતપુર દેશ. અનિ૦ ૮ રાયે નગર શોહરાવીયુંરે, શોહરાવી છે વાટ; ધજાપતાકા જળહુળેરે, શોહરાવ્યાં શોણીતપુરનાં હાટ અની૦ ૯ દેવ સર્વે ત્યાં આવીયારે, જશ બોલે બંદીજન; જાચક કરે બહુ જાચનારે, જેને હરી ટાળેનીરધન, અનિ ,૧૦રા માણુદીવા કર રૂક્ષમાણીરે, લુણ ઉતારે બેની ધીર; ગાન કરે છે અપસરારે, ત્યાં તો જોવા ઈચ્છે જદુવીર. અનિ૦ ૧૧ એવી શોભાયે વર આવીયારે, તોપણ ખોટી થાય વરરાય; સાળો છાંટે છાણુંરે, મળી માનુની મંગળગાય. અનિ૦ ૧૨ ધુસળ મુસળ રવઈયોરે, સરીયો સંપુટ ત્રાક. ઈંડી પીંડી ઉતારતાં રે, વરનું તીલક કરી તાણ્યું નાક. અનિ૦ ૧૩ નાચેઅપ્સરાઈંદ્રનીરે, નારદ તુમુર વાય; મધુરી વાણી વાજતીરે, એવો આનંદ ઓછ્છવ થાય. અનિ૦ ૧૪ પુંખવા આવી પ્રેમદારે, માથે મેલી મોડ; રામણુદીવો જળહળેરે, રૂક્ષમણી ઘાલ્યો મોડ. અ

નિ૦ ૧૫ ગળે ઘાટ ઘાલી તાણીયારે, આવ્યા માહેરા માંહ્ય; આડા સંપુટદેવરાવીયારે, ત્યાં વરત્યોછેજેજેકાર. અની૦ ૧૬ ઘોડી ગાય ને સાંભળે, તેને ગંગા કેરૂ સ્નાન; વાંઝીયો પામે પુત્રનેરે, નીરધનીયો પામે ધન. અનિ૦ ૧૭

કડવું ૮૫ મું.

બાણાસુર પખાળે ચરણ, શોભા ઘણેરીરે; ત્યાંતો બાણમતી નામ વરૂણ, શોભા ઘણેરીરે. ૧ ત્યાં તો પહેલું મંગળવરતાય શોભા૦ પહેલે મંગળ સોનાનાં દાનઅપાય, શોભા૦ ૨ દાન લેછે કૃશણનો સંતાન, શોભા૦ ત્યાં તો બીજું મંગળ વરતાય શોભા૦ ૩ ત્રીજે મંગળ ધેનુનાં દાન અપાય, શો૦ ત્યાંતો ત્રીજુમંગળ વરતાય, શોભા૦. ૪ મંગળહસ્તીનાં દાનઅપાય શોભા૦ દાન લેછે કૃશણ સંતાન, સોભા૦ ૫ ત્યાંતો ચોથુમં-ગળ વરતાય૦ સોભા૦ ચોથે મંગળ કન્યાનાં દાન અપાય સોભા૦. ૬ ત્યાં તો વરત્યાં છે મંગળ ચાર; સોભા૦ આપેગ-રથ સહીતાભંડાર, સોભા૦ ૭ લાવે બાણમતી કંસાર સોભા ત્યાં તો પીરસે છે ચાર વાર, સોભા૦ ૮ ત્યાં તો આરોગે નર નાર, સોભા૦ ત્યાં તો દુધડે સ્નાન કરાવે, સોભા૦ ૯ ચાર સોભાગ્યવંતી બોલાવે, સોભા૦ ઓખા સૌભાગ્યવંતીકહેવ રાવે, સોભા૦ ૧૦ ઓખા અનીરૂદ્ધ પરણીને ઉઠયા સોભા૦ ત્યાં તો સોનૈયે મેરૂ ત્રુઠયા સોભા૦ ૧૧

કડવું ૮૬ મું.

બાણાસુર ગોરવ નોતરે, સૌકો સાથસુરે; સાથે જમાણની શી

રીત, હળધર ભ્રાતશુરે;શ્રી કૃશણ કરે પ્રમાણ હળધર ભ્રાતશુરે. તમો ગોરવ વેળા પધારજો સૌકો આવજોરે, સાથે માણસની શી રીત ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઈ જયાં વરની માવડીરે, તેના કુમકુમ રોળ્યા પાય જઈ પાયે પડીરે. અનિરૂદ્ધની માવડી બોલીયાં રીત અમારડીરે, તમારી પરઠણ જેહ મનાવું ગોરડીરે; બાણમતી બોલીયાં રીત અમારડીરે, ગોરવ મનાવીને ચાલીયાં મનશું માલતાંરે. હાલ હાલ કરો રસોઈ રાંધણ ચાલતાંરે, જાન બહુ પ્રકારની ગણતાં કાંઈ નવિ લહુરે; કાંઈ વસ્તુ અનેક ગણતાં સઉ કહુરે, જાદવ કેરી જોડ સઉકો સાથશુરે. આવ્યા શ્રી કૃશ્ન માહારાજ છપ્પન કરોડશુરે, વેવાઈની વાત કાંઈ સાંભળીરે;ભોજન કરવાઠામઠામજુગતીઓ ભલીરે, આજ્ઞા આપી રાય સઉકો બેઠા થયારે. એતો સ્નાન કરી મંદીરમાં ગયાંરે સ્મરણ કીધું નાથનું બેઠા બેસણેરે; નવ જોબનવંતી નાર નીકળી પિરસણેરે, ચકમકના તકીયા ઘણા ઝારા ને લોટડારે. માંહે બેસાણબહુ વીવેક દીસે ફુટડારે બાવનપરની થાળી સોનાનાવાડકારે;પિરસનારીપ્રમાણ જમનારા લાડકારે, ખાંડ પકવાનના મેવા બહુ ઘાણારે, પુરણને દુધપાક સાકરીયા ચણારે; ગોટા ગળિયા તડબુચાં આંબા સાખશુરે, પિસ્તાં ને અખરોડ દાઢમ દ્રાખશુરે. તલસાંકળી મોળાં દહિથરાં શેવ છુટી કળીરે ખોબલડે પીરશે ખાંડ મરકી બેવડીરે; ખાજાં જલેબી દસમી દળીયાં મશમસેર, ઘેબર ને મોતીચુર જમતાં સહુ હસેર. મગદળ ને મેસુર પેંડા લાવીયારે, પકવાન બીજાં

અનેક લાખાગુશીભાવીઆરે. ખાટબંધટો રાંધીયો માં હે ખાંડ ભેળીરે, ગવરીનાં તાવ્યાં ઘી સેવો ગળગળીરે; સારે કર્યાં કં- સાર પોળી પાતલીરે; સાકરની મીઠાશ આણી કચોળે ભરીરે, જમવા બેઠી નાર જાદવ બાપડીરે;જમતાં કહો ભલાંરે લવીંગ શોપારી એલચી પાન સમારીઆંરે, બીડલે બાસઠ પાન સૌને આપીઆંરે; સાજન હતું શ્રી કૃશ્નનું તે સરવે જમ્યું રે, પ્રેમા- નંદના નાથ ત્યાં વહાણુ થયું રે.

કડવું ૮૭ મું.

રાગ પેહેરામણીનો–આપ્યું મુકયું સર્વે પોકયું,કન્યાને વળા- વો; માહારા નવલા વેવઇઆરે. રથ ઘોડાને પામરીયો,સૌ જા- દવને બંધાવો; બંધાવો માહારા નવલા વેવઈઓ. જરકશિ જામા તમે કૃષ્ણને પેરાવો; માહારા નવલા વેવઈઓ. પંચવ- સ્ત્રને શણગાર, તમે જમાત્રને આપો; માહારા૦દક્ષિણનાંચિર રાણિ રૂક્ષમણિને આપો;માહારા૦જરીમુગટને શાલ દોશાલા જાદવને તમે આપો; માહારા૦સાળુ ઘરાચોળાં ને ઘાટ ઘણેરા સતિસતભામાનેઆપો;માહારા૦પાટણનાંપટોળાં રાણિજા- બુવંતિને આપો;માહારા૦વલાણુ-પેરામણી પુરણ થઈ, હઈડે હરેખ ન માયરે; કન્યા તેડિ કોડે કરી, હવે કૃશ્ન દવારકાં જાયરે.

કડવું ૮૮ મું.

રાગ વેરાડિ—ઓખા ચાલિ ચાલણુહારા, સઈયરો વળાવા સંચરી; ઓખા ઉભિ રહે મળતિ જા, માને વહાલિ દીકરી. કોઈ લાવ એકાવળ હાર, લાવે સોનાનાં સાંકળાં; કોઈ લાવે

સોળ શણગાર, ઓખાબાઈને પેહેરવા. ઓખાને વળતાં બો-
લીઆં કહેબાઈ રે, ચિત્રલેહા આવ ઓરી લાવ્ય વાહરે; આલે
સોનાનાંસાંકળાંબોલ્યાંબાઈરે, શું કરે સોનાનાંબોલ્યાબાઈરે
તારા ગુણ ઓશીગળ થાઉ બોલ્યા બાઈરે, નીતનીતગોમતીને
રણછોડ આવ્યા નાહીરે; ત્યાં મુજને સંભારજ્યો બાઈરે એ-
ટલે પોહોચ્યા મનના કોડ લાવ્યા વાહીરે,

કડવું ૮૯ મું.

રાગ ધોળની દેશી—ઓખાબાઈતો સાસરીયે હવે જાયરે,
માનુની તો મળીને મંગળ ગાયરે; રથ અગ્ર પઈડુ ત્યાં શ્રીફળે
સીંચાયરે, ઓખાબાઈને લાડ કચોળુ અપાયરે. ઓખાબાઈને
શીખામણદેછે માયરે.

કડવું ૯૦ મું.

રાગ બીભાસ--સાસરીયાના સાથમાં, તું ડાહી થજે દીકરીહું
તુજને શીખામણદેઉં, તે રખે જતી વીસરી. સાસરીયાનાસા-
થમાં, હળવેહળવે ચાલીયે; સાસરીયાના સાથમાં ખોળે ખાવું
ન ઘાલીયે. સાસરીયાના સાથમાં કંથ સારૂ માલીયે, સાસ-
રીયાનાસાથમાં સઈડકો આઘોતાંણીયે; સાસરીયાનાસાથમાં
સસરો બેઠા હોયતો પિતાના ઠેકાણે જાણીયે સાસરીયાનાસાથ
માં કુવે વાત ન કીજીયે; સાસરીયાના સાથમાં પર પુરૂષઆવ
તો હોય તો વાત કરતાં બીજીયે, સાસરીયાના સાથમાંસાસુને
ગાળ ન દીજીયે. સાસારીયાના સાથમાં ઢુકીપાણીનવ લીજીયે
સાસરીયાના સાથમાં પર પુરૂષની હશી તાળી નવ લીજીયે;

પેઉજીને પરમેશ્વર જાણી; પગ ધોઈ પીજીયે.

કડવું ૯૧ મું.

રાગ ફટાણાનિ ચાલ— આવ્યો દ્વારકાંનો ચોર, લાખેણિલાડિ લેઈ વળ્યોરે; જેણે વગડે ચાર્યાં ઢોર, લાખેલી૦ હાર્યો હાર્યો બાણાસુર રાય કલ્યાણ રાય ઝિતિયારે; વેગે વહિને આવ્યા છે દ્વારિ કાંનિમાંયકેશવરાય ઝિતિયારે. રાણિરૂક્ષમાણિએ વધાવી ને લિધા, ત્રિકમરાય ઝિતિયારે; તેતો પુરાણે પ્રસીધ્ધ, ઢિંચલ મલ ઝીતીયારે. તેતો ગોત્રજ આગળ જાય, કલ્યાણરાયઝીતી યારે; બંનેનાંહાથકાંકણમીંઢળછોડાય, કલ્યાણરાયઝીતિયારે.

કડવું ૯૨ મું.

રાગ ધોળ મંગળ-તારાં બાપનો બાપતેડાવ, છોગાળાદોરડો નવ છુટે તારા ક્રશ્ન વડઉઓ તેડાવ, છબિલા દોરડો નવ છુટે તારી રૂક્ષમણિ માત તેડાવ, છબિલા૦; તારો પ્રદ્યુમન તાત તેડાવ, છબિલા૦ તારી રતુમતિમાત તેડાવ,છબિલા૦; બ્રમા-નિવાળિ ગાંઠ તે કેમ છુટિજાય, છબિલા૦તારો બળભદ્ર કાકો તેડાવ છબીલા૦ તારી રેવતી કાકી તેડાવ, છબીલા૦અનિરૂધ્ધે બાંધી ગાંઠ દોરડો ઓખા છોડવા જાય, છબીલા૦ બેઠી ગાંઠ કરીને તે કેમ છુટી જાય. હો લાડી૦ તારો બાણસુરતાતતેડાવ હો લાડી૦ તારી બાણમતી માત તેડાવ હો લાડી૦ તારો શંકર તાત તેડાવ; હો લાડી૦ તારાં પારવતી માત તેડાવ હો લાડી તારો ગણપતી ભ્રાત તેડાવ; હો લાડી૦ તારી સુધ બુધ ભોજાઈ તેડાવ,હોલાડી૦ તારીચીત્રલેહાચોરતેડાવ, હો લાડી૦

ઓખા છોડે દોરડો, તે જાદવ જુવંતિગાય; છબીલા ૦ બેહિગાંઠ તે થડ કરીને તે કેમ છુટી જાય, છબીલા દોરડો. કેમ છુટે.

કડવું ૯૩ મું.

રાગ ધનાશ્રી-રીતભાતપરીપુરણકરીને, ઉઠયા કૃષ્ણનાતનજી; નવું રે મંદીર વસવાને ત્યાં, આપ્યું રે ભોવનજી. એકવારશ્રી કૃષ્ણે ઓખાને, ખોળા માંહે બેસારીજી; માંગવું હોયતેમાગી લેજે, તું છે વહુવર અમારીજી. મારા બાપને એક દીકરો, તમો આપોરે ભગવાનજી; ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજી. બાણાસુરનોગયાસુર, વંશત્રધારણહારજી; કહીકથાને સંદેહ ભાગ્યો, પરીક્ષત લાગ્યો પાયજી. શુકજી અમનેપાવન કીધા, સંભળાવ્યો મહીમાયજી; આરાધુ ઈષ્ટગુરૂદેવને, ગણ-પતીને લાગુ પાયજી. શ્રોતા વકતા સમજતા, કહેકવીકરજો-ડજી; ભાવધરી શહુ બોલજયો, જેજે શ્રીરણછોડજી.

ઈતી શ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી શુકદેવ પરિ-ક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ.

શ્લોક.

અચ્યુંતં કેશવં રામનારાયણં ॥ કૃષ્ણ દામોદરં વાસુદેવ હરે ॥ શ્રીધરં માધવં ગોપિકા વલ્લભ ॥ જાનકી વિનાયક રામચંદ્ર ભજેત. ॥ ૧ ॥

સમાપ્ત.

## કાવ્ય દોહન ન્હાનું ( ભાગ ૧ થી ૬ મળી સંપુર્ણ. )

જેમાં નીતી શ્રંગાર અને વૈરાગ્ય એમ જુદા જુદા વિભાગ પાડવામાં આવ્યા છે. જેમાં સુંદર મનહર ભાવ ભેદ, રસ, અલંકાર અને નાયકાભેદથી ભરપુર આપણા ગુર્જર કવિઓએ ગુર્જરી ગિરાને ગુણાલંકૃત કરવા પ્રશંસનીય પદ્યગ્રંથથી રચના કરેલ છે તેમજ મહાન્ નીતિમાન નરરત્ન મહર્ષિ રાજાઓના આખ્યાન પણ વિદ્યમાન છે. કદ રોયલ આઠ પેજી પૃષ્ટ ૬૮૦ કાગદી પુઠાનું રફ કાગળ. કી રૂ. ના પો. ૦)॥

## અખાની વાણી અને ગંગા વિનોદ.

જેમાં અખાના બનાવેલા આઠ ગ્રંથો જેવા કે ૧ અખેગીતા ૨ પંચીકરણ ૩ બ્રહ્મલીલા, ૪ અનુભવબિન્દુ ૫ ચિત્તાવિચાર ૬ સંવાદગુરૂ શિષ્ય સંવદ ૭ કૈવલ્યગીતા ૮ સંતપ્રિયા ઉપરાંત ૭૪૬ છપ્પા તથા ૪૧ પદો અખાનુ જીવન ચરીત્ર ઉપરાંત પ્રખ્યાત કવી ગંગાબારોટના કવિતાનો પણ સમાવેશ કર્યો છે :તે છતાં ઉત્તમ કાગળ સોનેરી ગીલ્ટના પુંઠાની. કી રૂ, ાા પો. બે આના.

## ભજન ભંડાર અને ભકત ભજનમાળા.

જેમાં ભકત મહાત્મા તુલસીદાસ, રામદેવ, રણછોડ, સુજો, સુરદાસ, નરશણ, મીરા, કબીર, ભોજલ, મુળદાસ, ધીરા, દેવા, નાનકદાસ, હુળદાસ. હોથી, નિષ્કુળાનંદ છોટમ, કવીરાજ ભોજાભકત, અને એવા અન્ય પ્રાચીન ભકતોના ઉત્તમોત્તમ, પદો, ભજનો અને કીરતનોનો આ એક અપુર્વ ખજાનો છે. સંસારી જનોને ઘેર બેઠાં અખંડાનંદ આપનારૂ રોયલ બાર પેજી પૃષ્ટ ૧૯૨ ઉત્તમ ગ્લેજ કાગળ સોનેરી ગીલ્ટીંગનું પુંઠું છતાં કી. રૂ ાા પો. ત્રણ આના.

## ભજન મહાસાગર યાને હિંદુસ્તાની પદોનો સંગ્રહ મોટો.

આ પુસ્તકમાં ભકતશીરોમણી સુરદાસ, કબીરસાહેબ, તાનસેન, તુલસીદાસ, સુરસ્યામ, મીરાંબાઈ, ચદ્રસખી, માંડણ; દેવો, મછધર, ગોરખનાથ, તુકારામ, ગણેશરામ. નટવર. ઇત્યાદી પ્રાચીન ભકત કવિઓનાં ભકતીરસથી ભરપુર હિંદુસ્થાની પદોનો મોહટો સમુદાઇ હોઈ આ ગ્રંથ ભજન મહાસાગર યથાર્થપણું સુચવે છે. સંસાર સાગર તરવાને નવરાશના વખતે પુર્વોકત અનેક સંત મહાત્માઓના ગુપ્ત રીતે સમાગમ કરવાનું એક ઉત્તમસાધન ભજન મહાસાગર છે. એમ કહેવા કાંઈ ખોટુ નથી. રોયલ બાર પેજી પૃષ્ટ ૧૭૦ ઉત્તમ ગ્લેજ સોનેરી પુંઠાનું સુશોભીત બાઇન્ડીંગ. કીં રૂ. ાા પો. ત્રણ આના.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણ દરવાજા-અમદાવાદ.**